[illegible]

શ્રી

# શંખણીના દુઃખનો ચિતાર.

દોહરો.

જેના ઘરમાં શંખણી, તેના પુરણ ભોગ;
કદિ ન થાયે વેગળો, મરણ થયાનો શોક.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

કવિ

ત્રિભુવનદાસ નારણજી—અમદાવાદ.



નકલ ૨૦૦૦. સંવત ૧૯૭૭. આવૃતિ પેહેલી.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું, પાંચકુવા—અમદાવાદ.

કિંમત એક આનો.

બહુ અનુભવની વાત છે.

શ્રી

# શંખણીના દુઃખનો ચિતાર.



### દોહરો.

જેના ઘરમા શંખણી, તેના પુરણ ભોગ;
કદી ન થાયે વેગળો, મરણ સમાનો શોક. ૧

### મરસીયા.

કદિ મને મળે આવી નારી, જોઈ ભુંડો ખાનો ભેખ ધારી;
પગે લાગીને દઉં હું વોરાવીરે હાય??
હાયરે હાર્યો હું શંખણીરે રાંડથી. ॥ ટેક૦ ॥ ૧
ઉંના ઉંના ત્યાં ચીપીયા ખાયે, અને પાંસરી કદિક ત્યાં થાયે;
નથી બિજો કોનો એ ઉપાએરે હાય!! હાયરે૦ ૨
રાંડ સુકાં એ લાકડાં લડાવે, રાંડ વા'લાં વિખુટાં પડાવે;
એવાં એવાં ઓડાં એ અડાવેરે હાય!! હાયરે૦ ૩
રાંડ બેસે ધોળે દિન ખાળે, ભલે સામા બેઠા જન ભાળે;
એનું જીવતાં રાચું બાળેરે હાય!! હાયરે૦ ૪
નથી નયણે શરમનો છાંટો, છતાં કરે ઘણો ઘણો ફાંકો;
કહો દિવસ કેટલયો વાંકોરે હાય!! હાયરે૦ ૫
હાથ પગનાં કરતી ખહુ લટકાં, ભરે બોલાવે તેનાં તે બટકાં;
એની જીભડી વાગે જો જટકારે હાય!! હાયરે૦ ૬

પાડી ઘાંટા કરે લોક ભેળા, તેને બોલાવે કોઇ જે વેળાં;
ઘેર બેઠાં કરે રાંડ મેળારે હાય!! હાયરે૦ ૭
રાંડ આખી જગતનું છોલે, રાંડ કરે તેવુંજ તે બોલે;
રાંડ ચડી બધે ચગડોળેરે હાય!! હાયરે૦ ૮
રાંડ ચોરી કર્યામાં ન ચુકે, રાંડ કાચકી કોની ન મુકે;
પાછી શાહુકાર થઇને હુંકેરે હાય!! હાયરે૦ ૯
રાંડ કરે છીનાળાં છાનાં, નહી ગણે મોટા ને નાના;
પ્રભુ પડયાં કયાંથી આ પાનાંરે હાય!? હાયરે૦ ૧૦
રાંડ સગી છોડીને ભાડે, રાંડ નિત્ય નવાં ઘર માંડે;
નહિં ધોકાવતાં ટેવ છાંડેરે હાય!! હાયરે૦ ૧૧
રાંડ ચોરી કરે બહુ છાની, બધે સગા ધણીનું માની;
એવી ઉખડેલ દીઠી ઉફાનીરે હાય!! હાયરે૦ ૧૨
રાંડ માર ખાયે મન માન્યો, તોય નાવે છાંટો જે લજ્જાનો;
પાર લાવે ન ક્લેશ કજ્યાનોરે હાય!! હાયરે૦ ૧૩
ઘણી ગોબરી ને રાંડ ગંદી, છતાં ફરે વળી સ્વછંદી;
કેવી ફીટેલ ફાંટડી ખંદીરે હાય!! હાયરે૦ ૧૪
આપે સાસુ નણંદને ગાળી, થાય વાઘણ સસરાને ભાળી;
બોલ બોલી ફંવાટાં દે બાળીરે હાય!! હાયરે૦ ૧૫
પાપી પાડોસીને નવ છોડે, મારે પગના તેને તે જોડે;
રાંડ લડે ચડીને જે ઘોડેરે હાય!! હાયરે૦ ૧૬
રામ લીલા જોવાને થાય ઘેલી, જૈ બેસે ત્યાં સહુની પે'લી;
નાક કાનને નેવા પર મેલીરે હાય!! હાયરે૦ ૧૭
કરી આંખે ત્યાં ત્યાં અણસારા, ખુબ બાંધે છે પાપના ભારા;
કરી માનખા જગતના કાળારે હાય!! હાયરે૦ ૧૮

રાંડ ધણીનું કાળજ્યું, બાળે, ચડી અવળે આડી એ ચાળે;
આનું પાનીચું પ્રભુ તું વાળેરે હાય!! હાયરે૦ ૧૯
નથી વીતાડવામાં જે બાકી, કોઇને રાખતી ગામની કાકી;
એવી પીડા દે છે સહુને પાકીરે હાય!! હાયરે૦ ૨૦
રાંડ અક્ષર એક નવ જાણે, ભણી ઉપર ખાર ખેદ આણે;
અગ્ની વિના સળગેલી જાણેરે હાય!! હાયરે૦ ૨૧
રાંડ દેખી બીજાઓનું સારૂં, કરે ડાચું તેનું બહુ કાળું;
આને ઘાંસલેટ વિના કયાં બાળુંરે હાય!! હાયરે૦ ૨૨
રાંડ જીવતાં અનાજને રાંધે, મહાપાપના પોટલા બાંધે,
જેને ફેરવું રાસભની ખાંધેરે હાય!! હાયરે૦ ૨૩
રાંડ ભાવે તેવું મુખ ભરડે, રાંડ આડેઆડું સાવ મરડે;
એને રાફડાની ધળ કરડેરે હાય!! હાયરે૦ ૨૪
રાંડ માથું ઓળે નવ ચોળે, અંગે લીંખો ટોલા હોય ટોળે;
ભાળે છતાં વિણે નહી ડોળેરે હાય!! હાયરે૦ ૨૫
કહું કેટલીક આની એ કાણી, લેજો ટુંક માંહે સહુ જાણી;
કરી ઘરને ચાલે છે ધુળ ધાણીરે હાય!! હાયરે૦ ૨૬
નહિં સમજાવી સમજે સાને, નહિં વાત ધરે કોઇ કાને;
નહિં કહ્યું તે પ્રભુનું માનેરે હાય!! હાયરે૦ ૨૭
રાંઢ દ-સ—દ-સ વાર તે ખાયે, તોય કદિ નહિં તે ધરાયે;
પેટ પાટણ જેવું જણાયેરે હાય!! હાયરે૦ ૨૮
રાંડ આવી છતાં થાય સારી, ગણે દુનિયાં આખી નઠારી,
રાંડ થાકે ન કરતાં લવારીરે હાય!! હાયરે૦ ૨૯
નહિ પોસાય પિયરમાં જઇને, નહિં ગમે સાસરીએ રૈને;
રાંડ જીવે બધાને દુઃખ દઇનેરે હાય!! હાયરે૦ ૩૦

નહિં બોલાવે ઢેડીયાની માને, ભાળે ત્યાંથી વધાવે ઉપાને;
તોય દોડી આવે ઘર તાનેરે હાય!! હાયરે૦ ૩૧
જેને આવી હોએ ભાઇ નારી, તેને સોંપી દેજો પરભારી;
તેને ગમે તેવો વર ધારીરે હાય!! હાયરે૦ ૩૨
સુકું ટોપરૂં ને ગોળ દેજો, પગે લાગીને રામ રામ કેજો;
પાછી ખબર તેની નવ લેજોરે હાય!! હાયરે૦ ૩૩
આ એક શંખણીનું પતાવું, એક બીજના ગુણ હું બતાવું;
જોવી હોય તો આવજો વતાવુંરે હાય!! હાયરે૦ ૩૪

## દોહરો.

કદમાં ચોખી વાંદરી, ભૈરવ જેવું મુખ;
સ્વભાવ ચોખો કૂતરી, જબરૂં જેનું દુઃખ. ૧

---

## રાગ.

ભાઇઓ જેને શંખણી નારી, ગયો ભવ તે તો હારીરે. ॥ ટેક ॥
આવી જયાં જયાં શંખણી હોયે, મોઢું તેનું જોશો ન કોએરે.

જેમ કુંભાર ગધેડીને ઝુડે, ડફણાં લઇ નવાં નિત્ય;
શંખણીને તેમ ઝુડે સદા પણ, સમજે નહિં કંઇ ચિત. આવી.
બડયો જડયો રાંડ ખોરાક રાંધી, બાળે ધણીનું પેટ;
માલ મલીદા ઉડાવી આપે, ડોજું ભરે ઠેઠાઠેઠ. આવી.
ધણી જમ્યા પછી બ્હાર પધાર્યોની, વ્હેલી વ્હેલી જુવે વાટ;
ધણી ગયા પછી નીકળે ભટકવા, મારી વેસ્યાનો ઠાઠ. આવી.
ઘાંચીની પાડી જેવી રાંડ જાડી, ગાંગરી ગાયે ગીત;
ઘોર નિંદ્રામાં સુતાં જગાડે, ભાઇ બની ભયભીત. આવી.

નાટક જોવાને ઘેલી બની ઘણી, હીં—ડોરા કરતી જાય;
નખરાં સિખી લાવી નાચે પાડોસમાં, જોતાં મને જવાળ થાય. આવી.
કજીયા કંકાસમાં નંબર પેહેલો, સદાય રાખે એ રોજ;
વંઠેલ વેસ્યાથી વિશેષ હલકો, વધારે પોતાનો બોજ. આવી.
સુતી ઉઠે ત્યાંથી ખાવાને માડે, થાકે ન દિવસ રાત;
કરવત જેવા દાંત ચલાવ્યાની, સમજી અરે એક વાત. આવી.
પાણી ઉલેચયાની પેઠે અનાજને, ઘરમાંથી ઉલેચે જાય;
તોલ વગરના દાણા દૈને, તરબુચ, ટેટી ખાય. આવી.
ધણી બિચારાને રળવાને માટે, લોહીનું પાણી થાય;
રાંડની તેને મન ગણતરી, કદિ લગીરે ન થાય. આવી.
આવકથી કરે જાવક બમણી ને, તે તેને લાગે નકાંય;
પ્રભુના તેડા વિનાનો બિજો, નથી રાંડનો ઉપાય. આવી.
સગી છોડીને ઘાટા પાડી કહે, વેસ્યા ને ગામની વહુ;
કે'છે ત્રિભુવન મળે મને તોતો, નાસી જંગલમાં જઉ. આવી.

## દોહરો.

છે ત્રિજી જો શંખણી, અનેક કરતી રંગ;
ભણેલ પુરી ભામટી, જેના જબરા ઢંગ.

---

## ત્રિતાળી—ચોપાઈ

દિસે રંભા થકી એ રૂપાળી, પણ ખોપ ખોદે હદ વાળી;
સંધ્યા પુંજા ત્રણે ટંક કરતી, નથી પાપથી લેશ પણ ડરતી. ૧
કરે કથા ને વારતાઓ સારી, પણ હ્રદયથી ચોખી હત્યારી;
નાય ધુવે છે માછલીના જેવી, પણ યક્ષણી હઠવા દે તેવી. ૨

નથી વિવેકમાં એતાં ખામી, પણ પ્રભુ જાએ તોબા પામી;
કરે ભક્તિ પ્રભુની અપાર, પણ કૃત્યથી પ્રભુજે ફિરતાર. ૩
ટીલાં ટપકાં કરે રાંડ એવાં, એ તો દુનિયાંના મન હરિ લેવા;
એવી એવી રાખે હૃદયપાળી, મોટા મુનિવરોના દે ભેખ ટાળી. ૪
જેની અભ્યંતર શક્તિ છે એવી, લોહી પીતાં ધરાય નહી તેવી.
આનું વર્ણન દેવોથી ન થાએ, ત્રિભુવન ભણ્યો ત્યાં તોબાંએ. ૫

## આવી બૈરીને કેવા પુરૂષો માન આપે?

બહુ બૈરીને માન, ડોબા જેવા દે છે;
શામાના બની સ્નાન, હાજી–હા–જી–કે છે. બહુ૦
માત પિતાને મારે લાતે, ભ્રાત થકી રે જૂદા જાતે;
દેવી સમગણી નાર, પુંજે પગ તે ખાતે. બહુ૦
ભગિની દેખી દૂર ખસે છે, સગાં સરવથી દૂર વસે છે;
નાર બસાવે તેમ, સઘંગે એજ બસે છે. બહુ૦
નાર લડે ત્યાં લડવા જાએ, લઇ ઉપગાણું ભેરે થાએ;
મારે કોઇ જો માર, નાર વતી તે ખાએ. બહુ૦
નાર ઝુંકાવે ત્યાં તે ઝુકે, કહે તડકે તો ઉભો સુકે;
રજા વિનાનો પાય, આગળ જો નવ મુકે; બહુ૦
નાર ખીજે તો બેસે રડવા, બોલ સહે છે કાને કડવા;
આ બૈરીના કંથ કેહેવા, કેવા ભડવા. બહુ૦
નાચ નચાવે નારી તેવા, નાચે આડા અવળા એવા;
ત્રિભુવન કે ભાઇ, કહો આ ડોબા કેવા ? બહુ૦

# ભુંડી બાઇડીના ભાઇડાએ શું કરવું ?

રાગ—ભાઇઓ જેની ભારીયા ભુંડી, પીડા તેની અંતરમાં ઊંડી—એ.

ભાઇઓ જેની ભામની ભુંડી, તેણે વાવ ગોતવી ઊંડરે. ટેક૦
પતિ જમીને ધંધો કરવા, ઘર થકી જાય બાર;
નિરાંતે જારીના ઘરમાં પેસી, ભજીયાં મફતનાં ખાય. ભાઇઓ.
ઘરધણી દેખીને ઘુંઘું ચડાવે, રાખે સદા એ રીત;
પરણ્યો ધણી જેને દીઠો ગમે નહી, કરે બીજાની પ્રિત. ભાઇઓ.
બળ્યો જળ્યો ધણી ખાવા આવે ત્યારે મહા જો યુદ્ધ મંડાય;
સિંહણ સમી થઇ ઘુઘવે એવી, જગત જોવા ભેગું થાય. ભાઇઓ.
પીયર જવા ખાના જુઠાં કાઢે અને, સમજાવે જુઠી વાત;
ખરી રીતે જાય રેહેવા રૂપાળી, વાંઢાના ઘરમાં રાત. ભાઇઓ.
પતિ કહે તે તો કાને ધરે નહી, માને નહીં એક બોલ;
ઉલટા અખાડા કરતી અતિશય, કરે છે તર...ને તોલ. ભાઇઓ.
સારા સારા બહુ શ્રૃંગાર જુવે, જુવે ખાવા સારૂં સુખ;
સારાં ઘરેણાં માગે સતાવી, વાંકાં બોલી દે છે દુઃખ. ભાઇઓ.
લટકાં ને ચટકાં કરતી બજારે, અમથી અમથી જો જો જાય;
નખરાં કરે અન્ય નરો દેખીને, મોઢેથી બહુ મલકાય. ભાઇઓ.
જેને મળી આવી નારી તેને તો, કર્મ તણા ભુંડા ભોગ;
લાકડા ખોટે જાય લેવાયો, પરણ્યો પતિ વણ રોગ. ભાઇઓ.
આવી નારીના દુઃખથી છૂટવા, એક બતાવું ઉપાય,
વણ પાણીની વાવને શોધી. સદાય રહેજો છૂપાય. ભાઇઓ.
જડતો નથી મને જોતાંજ બિજો, છૂટવા કોઇ ઉપાય;
પ્રભુ બનીને પાંસરો કાંતો, તેની પાસે તેડી જાય. ભાઇઓ.

રાગ—દેશી સહીયર જેનો કંથડો.

પુર્વે કરેલ પાકાં હાથથીરે, જેણે અઘોર પાપ;
ભેટે તેનેરે આવી ભામની, જુવો કુટિલ કમજાતરે. પું

લડવું ખાવુંને સુવું એટલુંરે, રાંડ કરે મુખ્ય કામ;
તોબાં ભરેરે તેનાં ઘર તણાં, ભરે તોબાં આખું ગામરે. પું

કજીયા કંકાસ ફરે શોધતીરે, બાનાં દૈને અપાર;
નરસા સારાને સરખા ગણે, મહા દુઃખનો ભંડારરે. પું

ઉપકાર અપકારને સમા ગણેરે, ગણે હિતાઓ હિત;
ભરડે આવે મુખે તે ભાવતું, જરા વિચારેનાં ચિતરે. પું..

અળગો કરે નહીં અંગથીરે, કદિ ચિતડાથી શોક;
ભાગે ભાળીને મહા ભુતડી, ડરે દુનિયાનાં લોકરે. પુર્વે.

દંભને દમામ તો એવો કરેરે, શાણી સીતાની બેન;
મુંગી બેસીને જો જો પાટલે, કરી ભક્તિ તણું વેનરે. પુર્વે.

પીયર સાસરે નહી પાલવેરે, એવી લક્ષણની લોથ;
કરડી ખાયે છે જુવો કાળજાયાં, આપે જેઓ તેને ઓથ. પુર્વે.

લડે લડાવે એવાં લાકડાંરે, ગાઉ હજારો જે હોય;
તેને ભેટાડે પળ એકમાં, ભલે વાત કાંયે નોંયરે. પુર્વે.

આવી ઘડી શાને ઇશ્વરેરે, દેવા ભુતળને ભાર;
ચોખી ચુડેલ કે આ જોગણી, ગજબ ગુન્હાની કરનારરે. પુર્વે.

સમાપ્ત.